| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨॥ | ૨॥ | ૧૧ | ૨॥ | ૨૭॥ | ૨૧ | ૨॥ | ૫૨॥ | ૩૧ | ૨॥ | ૭૭॥ | ૪૧ | ૨॥ | ૧૦૨॥ |
| ૨ | ૨॥ | ૫ | ૧૨ | ૨॥ | ૩૦ | ૨૨ | ૨॥ | ૫૫ | ૩૨ | ૨॥ | ૮૦ | ૪૨ | ૨॥ | ૧૦૫ |
| ૩ | ૨॥ | ૭॥ | ૧૩ | ૨॥ | ૩૨॥ | ૨૩ | ૨॥ | ૫૭॥ | ૩૩ | ૨॥ | ૮૨॥ | ૪૩ | ૨॥ | ૧૦૭॥ |
| ૪ | ૨॥ | ૧૦ | ૧૪ | ૨॥ | ૩૫ | ૨૪ | ૨॥ | ૬૦ | ૩૪ | ૨॥ | ૮૫ | ૪૪ | ૨॥ | ૧૧૦ |
| ૫ | ૨॥ | ૧૨॥ | ૧૫ | ૨॥ | ૩૭॥ | ૨૫ | ૨॥ | ૬૨॥ | ૩૫ | ૨॥ | ૮૭॥ | ૪૫ | ૨॥ | ૧૧૨॥ |
| ૬ | ૨॥ | ૧૫ | ૧૬ | ૨॥ | ૪૦ | ૨૬ | ૨॥ | ૬૫ | ૩૬ | ૨॥ | ૯૦ | ૪૬ | ૨॥ | ૧૧૫ |
| ૭ | ૨॥ | ૧૭॥ | ૧૭ | ૨॥ | ૪૨॥ | ૨૭ | ૨॥ | ૬૭॥ | ૩૭ | ૨॥ | ૯૨॥ | ૪૭ | ૨॥ | ૧૧૭॥ |
| ૮ | ૨॥ | ૨૦ | ૧૮ | ૨॥ | ૪૫ | ૨૮ | ૨॥ | ૭૦ | ૩૮ | ૨॥ | ૯૫ | ૪૮ | ૨॥ | ૧૨૦ |
| ૯ | ૨॥ | ૨૨॥ | ૧૯ | ૨॥ | ૪૭॥ | ૨૯ | ૨॥ | ૭૨॥ | ૩૯ | ૨॥ | ૯૭॥ | ૪૯ | ૨॥ | ૧૨૨॥ |
| ૧૦ | ૨॥ | ૨૫ | ૨૦ | ૨॥ | ૫૦ | ૩૦ | ૨॥ | ૭૫ | ૪૦ | ૨॥ | ૧૦૦ | ૫૦ | ૨॥ | ૧૨૫ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫૧ | ૨॥ | ૧૨૭॥ | ૬૧ | ૨॥ | ૧૫૨॥ | ૭૧ | ૨॥ | ૧૭૭॥ | ૮૧ | ૨॥ | ૨૦૨॥ | ૯૧ | ૨॥ | ૨૨૭॥ |
| ૫૨ | ૨॥ | ૧૩૦ | ૬૨ | ૨॥ | ૧૫૫ | ૭૨ | ૨॥ | ૧૮૦ | ૮૨ | ૨॥ | ૨૦૫ | ૯૨ | ૨॥ | ૨૩૦ |
| ૫૩ | ૨॥ | ૧૩૨॥ | ૬૩ | ૨॥ | ૧૫૭॥ | ૭૩ | ૨॥ | ૧૮૨॥ | ૮૩ | ૨॥ | ૨૦૭॥ | ૯૩ | ૨॥ | ૨૩૨॥ |
| ૫૪ | ૨॥ | ૧૩૫ | ૬૪ | ૨॥ | ૧૬૦ | ૭૪ | ૨॥ | ૧૮૫ | ૮૪ | ૨॥ | ૨૧૦ | ૯૪ | ૨॥ | ૨૩૫ |
| ૫૫ | ૨॥ | ૧૩૭॥ | ૬૫ | ૨॥ | ૧૬૨॥ | ૭૫ | ૨॥ | ૧૮૭॥ | ૮૫ | ૨॥ | ૨૧૨॥ | ૯૫ | ૨॥ | ૨૩૭॥ |
| ૫૬ | ૨॥ | ૧૪૦ | ૬૬ | ૨॥ | ૧૬૫ | ૭૬ | ૨॥ | ૧૯૦ | ૮૬ | ૨॥ | ૨૧૫ | ૯૬ | ૨॥ | ૨૪૦ |
| ૫૭ | ૨॥ | ૧૪૨॥ | ૬૭ | ૨॥ | ૧૬૭॥ | ૭૭ | ૨॥ | ૧૯૨॥ | ૮૭ | ૨॥ | ૨૧૭॥ | ૯૭ | ૨॥ | ૨૪૨॥ |
| ૫૮ | ૨॥ | ૧૪૫ | ૬૮ | ૨॥ | ૧૭૦ | ૭૮ | ૨॥ | ૧૯૫ | ૮૮ | ૨॥ | ૨૨૦ | ૯૮ | ૨॥ | ૨૪૫ |
| ૫૯ | ૨॥ | ૧૪૭॥ | ૬૯ | ૨॥ | ૧૭૨॥ | ૭૯ | ૨॥ | ૧૯૭॥ | ૮૯ | ૨॥ | ૨૨૨॥ | ૯૯ | ૨॥ | ૨૪૭॥ |
| ૬૦ | ૨॥ | ૧૫૦ | ૭૦ | ૨॥ | ૧૭૫ | ૮૦ | ૨॥ | ૨૦૦ | ૯૦ | ૨॥ | ૨૨૫ | ૧૦૦ | ૨॥ | [illegible] |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૦। | ૦। | ૧૧ | ૦। | ૨॥। | ૨૧ | ૦। | ૫। | ૩૧ | ૦। | ૭॥। | ૪૧ | ૦। | ૧૦। |
| ૨ | ૦। | ૦॥ | ૧૨ | ૦। | ૩ | ૨૨ | ૦। | ૫॥ | ૩૨ | ૦। | ૮ | ૪૨ | ૦। | ૧૦॥ |
| ૩ | ૦। | ૦॥। | ૧૩ | ૦। | ૩। | ૨૩ | ૦। | ૫॥। | ૩૩ | ૦। | ૮। | ૪૩ | ૦। | ૧૦॥। |
| ૪ | ૦। | ૧ | ૧૪ | ૦। | ૩॥ | ૨૪ | ૦। | ૬ | ૩૪ | ૦। | ૮॥ | ૪૪ | ૦। | ૧૧ |
| ૫ | ૦। | ૧। | ૧૫ | ૦। | ૩॥। | ૨૫ | ૦। | ૬। | ૩૫ | ૦। | ૮॥। | ૪૫ | ૦। | ૧૧। |
| ૬ | ૦। | ૧॥ | ૧૬ | ૦। | ૪ | ૨૬ | ૦। | ૬॥ | ૩૬ | ૦। | ૯ | ૪૬ | ૦। | ૧૧॥ |
| ૭ | ૦। | ૧॥। | ૧૭ | ૦। | ૪। | ૨૭ | ૦। | ૬॥। | ૩૭ | ૦। | ૯। | ૪૭ | ૦। | ૧૧॥। |
| ૮ | ૦। | ૨ | ૧૮ | ૦। | ૪॥ | ૨૮ | ૦। | ૭ | ૩૮ | ૦। | ૯॥ | ૪૮ | ૦। | ૧૨ |
| ૯ | ૦। | ૨। | ૧૯ | ૦। | ૪॥। | ૨૯ | ૦। | ૭। | ૩૯ | ૦। | ૯॥। | ૪૯ | ૦। | ૧૨। |
| ૧૦ | ૦। | ૨॥ | ૨૦ | ૦। | ૫ | ૩૦ | ૦। | ૭॥ | ૪૦ | ૦। | ૧૦ | ૫૦ | ૦। | ૧૨॥ |
| ૫૧ | ૦। | ૧૨॥। | ૬૧ | ૦। | ૧૫। | ૭૧ | ૦। | ૧૭॥। | ૮૧ | ૦। | ૨૦। | ૯૧ | ૦। | ૨૨॥। |
| ૫૨ | ૦। | ૧૩ | ૬૨ | ૦। | ૧૫॥ | ૭૨ | ૦। | ૧૮ | ૮૨ | ૦। | ૨૦॥ | ૯૨ | ૦। | ૨૩ |
| ૫૩ | ૦। | ૧૩। | ૬૩ | ૦। | ૧૫॥। | ૭૩ | ૦। | ૧૮। | ૮૩ | ૦। | ૨૦॥। | ૯૩ | ૦। | ૨૩। |
| ૫૪ | ૦। | ૧૩॥ | ૬૪ | ૦। | ૧૬ | ૭૪ | ૦। | ૧૮॥ | ૮૪ | ૦। | ૨૧ | ૯૪ | ૦। | ૨૩॥ |
| ૫૫ | ૦। | ૧૩॥। | ૬૫ | ૦। | ૧૬। | ૭૫ | ૦। | ૧૮॥। | ૮૫ | ૦। | ૨૧। | ૯૫ | ૦। | ૨૩॥। |
| ૫૬ | ૦। | ૧૪ | ૬૬ | ૦। | ૧૬॥ | ૭૬ | ૦। | ૧૯ | ૮૬ | ૦। | ૨૧॥ | ૯૬ | ૦। | ૨૪ |
| ૫૭ | ૦। | ૧૪। | ૬૭ | ૦। | ૧૬॥। | ૭૭ | ૦। | ૧૯। | ૮૭ | ૦। | ૨૧॥। | ૯૭ | ૦। | ૨૪। |
| ૫૮ | ૦। | ૧૪॥ | ૬૮ | ૦। | ૧૭ | ૭૮ | ૦। | ૧૯॥ | ૮૮ | ૦। | ૨૨ | ૯૮ | ૦। | ૨૪॥ |
| ૫૯ | ૦। | ૧૪॥। | ૬૯ | ૦। | ૧૭। | ૭૯ | ૦। | ૧૯॥। | ૮૯ | ૦। | ૨૨। | ૯૯ | ૦। | ૨૪॥। |
| ૬૦ | ૦। | ૧૫ | ૭૦ | ૦। | ૧૭॥ | ૮૦ | ૦। | ૨૦ | ૯૦ | ૦। | ૨૨॥ | ૧૦૦ | ૦। | ૨૫ |

# મુખગણિત.

## ચલણી નાણાની ધાત.

૧॥ પાઇનો ૧ અધેલો
૩ પાઇનો ૧ પૈસો અથવા પા આનો
૨ પૈસાનો ૧ ઢબુ અથવા અડધો આનો
૪ પૈસાનો ૧ આનો
૮ પૈસાની ૧ બે આની
૧૬ પૈસાની ૧ પાવલી
૩૨ પૈસાનો ૧ અડધો રૂપિયો
૬૪ પૈસાનો ૧ એક રૂપિયો
૩૨ ઢબુનો ૧ એક રૂપિયો
૨ અડધાનો ૧ એક રૂપિયો
૪ પાવલીનો ૧ એક રૂપિયો
૮ બે આનીનો ૧ એક રૂપિયો
૧૬ આનીનો ૧ એક રૂપિયો

---

૧૨ પાઇનો ૧ આનો
૨૪ પાઇના ૨ આના
૪૮ પાઇના ૪ આના અથવા પાવલી
૯૬ પાઇનો ૮ આના અથવા અડધો
૧૯૨ પાઇનો

---

૧૨ પાઇનો આનો.
૧૬ આનાનો રૂપિયો
૧૫ પંદર રૂપિયાની 

---

મોહોર એ સોનાનો
રૂપિયા–અડધા–પાવલી
આની–એ રૂપાના સિક્કા છે.
એક આની એ નીકલનો સિ.
ઢબુ–પૈસા ને પાઈ એ તાં
સિક્કા છે.

---

મોહોરના રૂપિયા ૧૫
મોહોરના અડધા ૩૦
મોહોરની પાવલી ૬૦
મોહોરની બે આની ૧૨૦
મોહોરની એક આની ૨૪૦
મોહોરના ઢબુ ૪૮૦
મોહોરના પૈસા ૯૬૦
મોહોરની પાઈ ૨૮૮૦

---

સો

પૈસા

પૈસા

પૈસા

ચ પૈસા

પૈસા

સાત પૈસા

**દાખલા**

૧ પેન મળે તો ૧ પૈસાની કેટલી ?

તો ૨ પેન મળે તો ઢબુની કેટલી ?

ઇના ૨ બોર મળે તો એક આનાનાં કેટલાં?

પાઇના ૪ બોર મળે તો બે આનાનાં કેટલાં?

૧ પૈસાનું ૧ જામફળ છે તો છ આનાનાં કેટલાં?

૪ જામફળનો એક આનો બેસે તો ૨૦ જામફળનું શું ?

એક સ્લેટના ૧૨ પૈસા બેસે તો ૬ સ્લેટના કેટલા આના આપવા?

એક પેનની પેટીના ચાર આના બેસે તો સવા રૂપિયામાં કેટલી પેટી આવે ?

એક ટોપીના આઠ આના બેસે છે તો ૪ ચાર રૂપિયામાં કેટલી ટોપી આવે ?

એક ચોપડીના બે આના બેસે છે તો એક રૂપિયામાં કેટલી ચોપડીઓ આવે ?

નિશાળના એકેક છોકરાને પૈસો પૈસો આપીએ તો આપણી પાસે ૧ રૂપિયો છે તેમાંથી કેટલા છોકરાને અપાશે ?

૩ રૂપિયાની પાવલી કેટલી ?

૭ રૂપિયાની બે આની કેટલી ?

૯ રૂપિયાના અડધા કેટલા ?

૦॥ મોહોરના રૂપિયા કેટલા ?

પાંચ રૂપિયાની એક આની કેટલી ?

૧॥ રૂપિયાના પૈસા કેટલા ?

૩ અડધા રૂપિયાના પૈસા કેટલા ?

૪ પાવલીના પૈસા કેટલા ?

૫૨ પૈસાના કેટલા આના ?

૮૪ પૈસાના કેટલા આના ?

૪૦ આનાના કેટલા રૂપિયા ?

૩૬ પાઈના કેટલા આના ?

૨૪ ઢબુના કેટલા આના ?

૮૪ પાઇના કેટલા આના ?

૪૦ પૈસાના કેટલા આના ?

કેટલા આનાની પાઈ ૧૨૦ ?

કેટલા આનાના પૈસા ૪૪ ?

એક પૈસાની ૪ પેન મળે તો ૬ પૈસાની કેટલી ?

૬૪ પેન છે દરેકને ચાર ચાર આપી કેટલાને અપાશે ?

૨૪ માં ૭ કેટલીવાર છે ?

એક પૈસાની ૧૬ રાયણુ મળે તો ૮ પૈસાની કેટલી ?

૧૫૨ પતાસાં દરેકને ૮ આઠ આપવાથી કેટલાને અપાશે ?

એક રૂપિયાના ૨૫ શેર ઘઉં મળે તો ૬ રૂપિયાના કેટલા ઘઉં આવે

એક પૈસાના ૨૯ બોર મળે તો ૮ પૈસાનાં કેટલાં ?

૨૪૩ કેરી ૨૭ જણુને વહેંચી આપો દરેકને કેટલી આવશે ?

૨૦૮ પૈસા છે દરેકને આઠ આઠ આપશો તો કેટલાને અપાશે?

૨૩૨ માં ૨૯ કેટલીવાર છે ?

દરેક છોકરાને અડધો રૂપિયો આપીએ તો ૪૯ છોકરાને આપવાને કેટલા રૂપિયા જોઇએ ?

એક પેન્સીલનો અડધો આનો તો ૬૫ પેન્સીલનું શું ?

એક પૈસાની ૦॥ શેર ભાજી તો ૨૦ પૈસાની કેટલી ભાજી આવે ?

એક ચોપડીનો અડધો રૂપિયો તો ૩૩ ચોપડીનું શું ?

એક રૂપિયાનું ૧॥ શેર તો ૩૭ રૂપિયાનું કેટલું ?

એક રૂપિયાની ૧॥ શેર ચારોળી મળે તો ૫૬ રૂપિયાની કેટલી ?

એક રૂપિયાનું ૧॥ શેર જીરૂ મળે તો ૪૫ રૂપિયાનું કેટલું ?

૧૩૫ શેર પેંડા છે દરેકને દોઢ શેર આપો કેટલાને અપાશે ?

એક રૂપિયાનું ૨॥ શેર તો ૩૧ રૂપિયાનું કેટલું ?

એક રૂપિયાનું ૨॥ શેર તો ૪૭ રૂપિયાનું કેટલું ?

૧૬૦ પેંડા છે દરેકને ૨॥ શેર આપો કેટલાને અપાશે ?

એક રૂપિયાની શેર ૦। હીંગ મળે તો ૩૦ રૂપિયાની કેટલી ?

એક રૂપિયાની શેર ૦। એલચી મળે તો ૮૯ રૂપિયાની કેટલી ?

એક પૈસાના ૦। શેર બોર મળે તો એક શેરનું શું ?

## સંખ્યા શિક્ષણ.

| | | |
|---|---|---|
| એકમ | ૧ | એકમ, દશક, સો, હજાર ને દશહજાર બાજુપર લખેલા છે તે મુજબ લખાય છે. |
| દશક | ૧૦ | |
| સો | ૧૦૦ | |
| હજાર | ૧૦૦૦ | |
| દશહજાર | ૧૦૦૦૦ | |

એકમનો ૧ દશકનો ૧૦ એકડો ને મીંડું સોનો ૧૦૦ એકડો ને બે મીંડાં હજારના ૧૦૦૦ એકડો ને ત્રણ મીંડાં—દશ હજારના ૧૦૦૦૦ એકડો ને ચાર મીંડાં

એક—બે—ત્રણ—ચાર—પાંચ—છ—સાત—આઠ—નવ એ એકમની સંખ્યા છે.

દશથી ૯૯ સુધી દશકની સંખ્યા છે.

૧૦૦ થી ૯૯૯ નવસો નવાણું સુધી સોની સંખ્યા છે.

૧૦૦૦ હજારથી ૯૯૯૯૯ નવાણું હજાર નવસો નવાણું એ દશ હજારની સંખ્યા છે.

એકમથી દશ ગણા દશક
દશકથી દશ ગણા સો
સોથી દશ ગણા હજાર
હજારથી દશ ગણા દશ હજાર

---

૨૪૫ માં ૨ સો
૪ દશક
૫ એકમ છે.

---

૮૦૭ માં ૮ સો
૦ દશક
૭ એકમ છે

૯૧૪૫ માં ૯ હજાર
૧ સો
૪ દશક
૫ એકમ છે

---

૧૨૩૭૬ માં ૧ દશ હજાર
૨ હજાર
૩ સો
૭ દશક
૬ એકમ છે

# પદાર્થપાઠ અને સૃષ્ટિજ્ઞાન.

## ધોરણ ૧ લું

### પાઠ ૧ લો. આકાશની સહેલ.

સ. આકાશ એટલે શું?

જ. આકાશ એટલે ગગન. આપણે ઘરની બહાર ઉભા રહીએ છીએ ત્યારે માથા ઉપર દેખાય છે તે આકાશ છે તેનો પાર એટલે છેડો નથી.

સ. આકાશમાં શું શું દેખાય છે?

જ. દિવસે સૂર્ય દેખાય છે. તે અજવાળું આપે છે સવારે પૂર્વ દિશા ભણી જોઇએ તો તે લાલ ગોળો દેખાવ છે. પછી જેમ જેમ ઉંચો આવે છે તેમ તેમ પ્રકાશીત થાય છે. તે વખતે તેના સામું જોઈ શકાતું નથી. બપોરે માથે આવે છે આગળના વખતમાં ઘડીઆળ નહોતી ત્યારે સૂર્ય માથે આવે ત્યારે બપોર થયા એમ કહે છે. ત્યારે ઘણોજ તાપ લાગે છે પછી સાંજે પશ્ચિમ દિશા તરફ આથમી જાય છે તે વખતને સાંજનો પહોર કહે છે તે વખતે મોટો થાળી જેવડો લાલ ગોળો દેખાય છે.

સ. સૂર્ય સિવાય બીજું આકાશમાં શું દેખાય છે?

જ. ચંદ્ર ને તારા. ચંદ્ર સાંજના સૂરજ આથમી ગયા પછી ચંદ્ર ને તારા આકાશમાં દેખાય છે. તારા હમેશ દેખાય ને ચંદ્ર કેટલાક દહાડા દેખાય છે ને કેટલાક દહાડા નથી દેખાતો દર મહીનાની શુદ ૨ ને દિવસે પશ્ચિમ દિશામાં કામઠા જેવો પાતળો ◡ આવો અર્ધ ગોળ દેખાય છે તે જરાકવાર દેખાઇ જતો રહે છે. પછી ત્રીજને દિવસે ઉંચે જરાક મોટો એ પ્રમાણે દરરોજ મોટો થતો થતો શુદ ૧૫ ને દિવસે થાળી જેવડો મોટો પૂર્વ દિશામાં દેખાય છે તે અજવાળું આપે છે

તેના અજવાળા સામું જોઈ શકાય છે. (સૂર્ય સામું જોઇ શકાતું નથી).

સ. દિવસે ચંદ્ર ને તારા ક્યાં હશે?

જ. દિવસે તારા તેમ કેટલીક વખત ચંદ્ર હોય છે પરંતુ તે સૂર્યના તેજને લીધે દેખાતા નથી.

સ. એ સિવાય બીજું આકાશમાં શું હોય છે?

જ. વાદળાં હોય છે તેમાંથી ચોમાસામાં વરસાદ વરસે છે.

સ. આ બધાનો બનાવનાર કોણ?

જ. પરમેશ્વર.

સ. પરમેશ્વરે શું શું બનાવ્યું છે?

જ. આકાશ–સૂર્ય–ચંદ્ર–તારા ને વાદળાં.

## પાઠ ૨ વરસાદ.

સ. વરસાદ એટલે શું?

જ. આકાશમાંથી પાણી પડે છે તે.

સ. આકાશમાં પાણી ક્યાંથી આવે છે?

જ. ઉનાળામાં ઘણો તાપ પડે છે તે વખતે નદી–દરિયો–સરોવર–તળાવ ને કૂવામાંથી. પાણીની વરાળ થઇ ઉંચે ચઢે છે તેને વાદળાં કહે છે. તે પાણીના હોયછે એટલે આકાશમાંથી પાણી પૃથ્વી ઉપર આવે છે.

સ. વાદળાં એકજ ઠેકાણે હોય છે ને વરસાદ બધે વરસે છે તેનું શું કારણ?

જ. વાદળાંને પવન દરેક ઠેકાણે ખેંચી જાય છે ( જેથી વાદળાને રથ કહે છે ને પવનને તેના ઘોડા કહે છે. ) ને જ્યાં જ્યાં પવન લઇ જાય છે ત્યાંથી ત્યાંથી વાદળામાંથી પાણી પડે છે તે વરસાદ કહેવાય છે.

સ. વરસાદથી શા શા ફાયદા થાય છે?

જ. વરસાદનું પાણી લોકો ટાંકામાં ભરી રાખે છે કારણકે તે બીજાં પાણી કરતાં વધારે ચોકખું હોય છે તે પીવાના ખપમાં આવે

છે અને જ્યારે ઉનાળામાં પાણીની તંગી પડે છે ત્યારે ઘણુંજ ઉપયોગી થઇ પડે છે નદી-તળાવ-વાવ વગેરે જળાશયો ભરાય છે તે લોકોને પીવાના ને ધોવાના ખપમાં આવે છે. ખેતરમાં ખેડુત લોકોએ બી વાવ્યા હોય તે પાણીથી પલળી પોચા થઇ-તેમાંથી નવા ઝાડ ફૂટી નીકળે છે તેને ફળ આવે છે તે ખાવાના ખપમાં આવે છે વધારે વરસાદ પડે છે ત્યારે ગામમાંથી કચરો ખેંચી જાય છે તેથી રસ્તા ચોખ્ખા થાય છે. વરસાદ ન આવે તો દુકાળ પડયો કહેવાય છે અને તેથી માણસ-પશુ-પંખી વગેરેનો ખોરાક બરાબર મળતો નથી ( પાકતો નથી તેથી ) તેથી દુખી થાય છે જેથી વરસાદ આવવાથી બહુજ લાભ છે.

સ. વરસાદનું ગીત બોલો ?

જ. આવરે વરસાદ ઘેબરીઓ પરસાદ
ઉની ઉની રોટલી ને કારેલાનું શાક
આવરે વરસાદ નેવલે પાણી
નઠારી છોકરીને દેડકે તાણી

[ દેડકાં ચોમાસામાં ઘણાં હોય છે ] વરસાદ વરસવાથી ઉપર પ્રમાણે સારૂં સારૂં ખાવાનું મળે.

સ. વરસાદનું પાણી ક્યાં જાય છે ?

જ. નદીમાં-તળાવમાં કે સમુદ્રમાં.

## પાઠ ૩ જો ઢેફું-પથ્થર ને રેતી.

સ. ઢેફું એટલે શું ?

જ. પાણી સૂકાઇ જવાથી માટીનો જે ગઠ્ઠો બંધાય છે તેને ઢેફું કહેછે.

સ. ઢેફામાં શું શું હોય છે ?

જ. માટી ને રેતી હોય છે.

સ. તે કેવી રીતે માલમ પડે ?

જ. એક કાચના પ્યાલામાં પાણી ભરી માંહે ઢેફું મૂકો તો જણાશે

કે ઢેફું માંહે પીગળી જશે. ને રેતી નીચે જઇને બેસશે. ને માટી પાણીમાં મળેલી જણાશે એટલે પાણી ડહોળુ માલમ પડશે એ માટી ફરીને રેતી ઉપર જઇને બેસે તે વખતે પાણી નીતર્યું—ચોખ્ખું માલમ પડશે.

સ. પથ્થર શું હશે?

જ. એ ખાણમાંથી નીકળે છે તે કઠણ પદાર્થ છે. તેમાં કેટલાક ઘણાજ કઠણ હોય છે ને કેટલાક પોચા હોય છે તેમાં કેટલાક ધોળા—લાલ ને કાળા હોય છે એ ઘર બાંધવાના ખપમાં આવે છે તે વખતે તેને ઘડીને તેના ઘાટ બનાવે છે. ઘડતાં ઘડતાં જે ઝીણી રજ પડે છે તે—રેતી કહેવાય છે.

સ. રેતી એટલે શું?

જ. પથરની રજ. પથ્થરને ભાગવાથી જે ઝીણો ભાગ થાયછે તે રેતી.

સ. ધૂળ અને રેતીમાં ફેર શો?

જ. ધૂળ માટીમાંથી બને છે તેના કણ ઝીણા હોય છે રેતી—પથ્થરમાંથી બને છે તેના કણ મોટા હોય છે ધૂળ લુગડાને ચોંટી રહે છે ને મેલાં કરે છે. રેતી ચોંટી રહેતી નથી. ખરી પડે છે તેથી લુગડા બહુ મેલાં થતાં નથી.

સ. રેતી ક્યાં હોય છે?

જ. નદીમાં ઘણી રેતી હોય છે—શાહીને ચૂસી લેવાનો રેતીમાં ગુણ હોય છે તેથી ઘણા લોકો તેને પોતાને ત્યાં રાખી મૂકે છે કલાકની શીશીઓમાં રેતી ભરે છે. રેતી પાણી ગાળવાના માટલાઓમાં પણ મુકવામાં આવે છે.

સ. પથ્થર—શા કામમાં આવે છે?

જ. પથ્થર ઘર બાંધવાના કામમાં આવે છે. કૂવા, તળાવના આરા, વાવ વગેરે બાંધવાના કામમાં આવે છે.

## પાઠ ૪ માટી.

સ. માટી ક્યાંથી આવે છે?

જ. માટી ખાણુમાંથી નીકળે છે તે જુદા જુદા રંગની હોય છે. કાળી-પીળી-લાલ-ધોળી વગેરે રંગની હોય છે.

સ. ખાણુમાંથી માટી નીકળે છે ત્યારે કેવી હોય છે ?

જ. કઠણુ હોય છે. માટીના ઢેફાને પછાડે છે તો તરત ભાંગીને ભૂકો થઈ જાય છે.

સ. માટીમાં પાણી રેડવાથી શું થાય છે.

જ. માટીમાં પાણી રહી શકતું નથી. માટી પલળે છે. પછીથી પાણી જતું રહે છે.

સ. પલળેલી માટી કેવી હોય છે ?

જ. પલળેલી માટી-ચીકણી-નરમ ને પોચી હોય છે.

સ. માટીના ઘાટ કોણુ બનાવે છે ?

જ. કુંભાર.

સ. માટીના ઘાટ કુંભાર કેવી રીતે બનાવે છે ?

જ. પ્રથમ માટી લાવી તેને પલાળી રાખે છે ને કહોવરાવે છે પછી તેને પગ વતી ખૂબ ગુંદે છે. ત્યારે તે ચીકણી ને નરમ થાય છે પછી તેના ઘાટ બનાવે છે.

સ. ઘાટ શી રીતે બનાવે છે ?

જ. પ્રથમ માટીને ખુબ ચીકણી થાય તેમ કરીને તેના લોચા કરે છે પછી એક પૈડાનો ચાક કરીને તે પૈડું ફેરવેછે. અને તેના ઉપર લોચો મૂકીને હાથવતી તેને દબાવીને જે ઘાટ કરવો હોયછે તે કરે છે. શકોરાં, હાંલ્લાં-ઘડા-ગોળી-ગાગર-કુંડીઓ-નળીયાં, ઈંટો વગેરે ઘાટ બનાવે છે.

સ. એ તૈયાર કરેલા ઘાટને શું કરે છે ?

જ. સૂરજના તડકે સૂકાવા દે છે. પછી તે બધાને ભઠ્ઠીમાં પકવે છે. ત્યારે વાપરવા લાયક તૈયાર થાય છે.

સ. ભઠ્ઠી શું હશે ?

જ. બધા તડકે સુકાયલા માટીના વાસણોને બરાબર ગોઠવીને (કોઇક

ઠેકાણે ખાડમાં ગોઠવે છે ને કેટલેક ઠેકાણે ઉંચી પાળી કરી તેની વચ્ચે ગોઠવેછે) પછી ચારે બાજુ કાંટા, ઝાંખરા, કડબ, વગેરે મૂકી સળગાવે છે. ને ધીમે ધીમે તાપે, પાંચ–સાત દિવસ રહેવા દે છે. એટલે માંહેના વાસણો પાકે છે. વાસણો પકવવા જે ચારે બાજુ તાપ કરે છે તે ભઠ્ઠી કહેવાય છે.

## પાઠ ૫ ધાતુઓ.

સ. ધાતુઓ કોને કહે છે ને ક્યાં થાય છે?

જ. સોનું–રૂપુ તાંબુ–લોઢું સીસુ–જસત ને કલઈ આ સાત મૂળ ધાતુ છે. ને તે ખાણોમાંથી નીકળે છે. માટે તે ખનીજ કહેવાય છે.

સ. ધાતુઓ ઓળખાય કેમ?

જ. તેના રંગ ઉપરથી. સોનું પીળું હોય છે. તાંબુ લાલ હોય છે. લોઢું કાળું હોય છે. સીસું કાળું હોય છે. જસત આસમાની રંગનું હોય છે. ને કલઇ સફેત હોય છે.

સ. ધાતુઓ શા કામમાં આવે છે?

જ. સોનાનાં ઘરેણાં થાય છે. રૂપાનાં ઘરેણાં તેમ રૂપિયા થાય છે. તાંબાનાં વાસણ થાય છે. લોઢાના કૉશ–કુહાડી, પાટા, ખીલા વગેરે બને છે. સીસાના બંદુકના છરા--પેન્સીલની લેડ વગેરે બને છે. જસત એ બીજી ધાતુઓ જોડે મળીને એક ત્રીજી ધાતુ બનાવે છે. કલઇ રાંધવા ખાવાના વાસણને ચોપડવાના ખપમાં આવે છે, કલઇના વાસણમાં કટાતું નથી એ મોટો ગુણ છે.

સ. બધી ધાતુઓને પ્રથમ શું કરે છે?

જ. પ્રથમ ખાણમાંથી–લાવી સાફ કરે છે. પછી ભઠ્ઠીમાં ઓગાળી નાંખે છે. પછી ટીપે છે. ને જતરડામાં ઘાલી ખેંચીને તાર બનાવે છે.

સ. આ બધી ધાતુઓમાં સુંદર કઇ ધાતુ છે?

જ. સૌ ધાતુઓમાં સોનું વધારે સુંદર છે. તેથી તેના ઘરેણાં બનાવે છે. ઘરેણા બનાવનારા સોની કહેવાય છે.

સ. કઇ ધાતુ વધારે વપરાય છે?

જ. લોઢું.

સ. લોઢાનું શું શું બને છે?

જ. ખેતીના બધાં સાધનો સાણસી, ચીપીઆ, તાળાં, નકુચા, સળીયા, કડાં વગેરે ઘણી ચીજો બનાવે છે.

સ. એ બનાવનાર કોણ કહેવાય છે?

જ. લુહાર.

સ. લુહાર લોઢાની વસ્તુઓ શી રીતે બનાવે છે?

જ. પ્રથમ લોઢાને ભઠ્ઠીમાં નાંખી લાલચોળ બનાવી ટીપે છે. ને જેવા ઘાટ બનાવવા હોય છે તે પ્રમાણે ટીપી ટીપીને વાળીને બનાવે છે કેટલાકવાર સળીયાને ટીપીને પાતળો કરી પછી જતરડામાં ખેંચી તાર બનાવે છે ને તેના ઘાટ બનાવે છ.

સ. ધાતુઓના ગુણ કહો?

જ. ટીપી શકાય છે. તાર થઇ શકે છે. કઠ્ઠણ છે. ચળકતી છે.

## પાઠ ૬ નાણું.

સ. નાણું એટલે શું?

જ. નાણું એટલે સિક્કો.

સ. નાણું કઇ કઇ ધાતુનું હોય છે?

જ. સોનાનું નાણું તે મોહોર કે સોવરીન કહેવાય છે.

રૂપાનું નાણું રૂપીઓ, અડધો, પાવલી ને બે આની હોય છે.

તાંબાનું નાણું ઢબુપૈસા, અધેલા ને પાઇ હોય છે.

હાલમાં એક નીકલ નામની ધાતુના સીક્કા બનાવે છે તેની આનીઓ બનાવે છે. બે આની, પાવલી વગેરે બનાવે છે.

સ. પૈસો કેવા રંગનો હોય છે?

જ. લાલ રંગનો હોય છે ને તે તાંબા નાણું છે.

સ. પાવલી કેવા રંગની હોય છે?

જ. પાવલી સફેદ રંગની હોય છે ને તે રૂપા નાણું છે.

સ. મોહોર કેવા રંગની હોય છે?

જ. પીળા રંગની હોય છે ને તે સોના નાણું છે.

સ. એક મોહોરના કેટલા રૂપિયા આવે?

જ. પંદર રૂપિયા આવે.

સ. એક રૂપિયાના અડધા કેટલા–પાવલી કેટલી ને બે આની કેટલી?

જ. એક રૂપિયાના અડધા ૨, પાવલી ૪ ને બે આની ૮ આવે છે.

સ. એક રૂપિયાનું તાંબા નાણું કેટલું કેટલું આવે?

જ. પૈસા ૬૪, ઢબુ–૩૨, અધેલા ૧૨૮ ને પાઇ ૧૯૨ આવે.

સ. એક રૂપિઆનું નીકલ નાણું કેટલું આવે?

જ. નીકલની અકેક આની હોય છે તે ૧૬ આવે છે. બબે આની ૮ અને પાવલી ૪ આવે છે.

સ. ચાર બે આનીના કેટલા પૈસા? જ. ૩૨ પૈસા.

સ. પાંચ અકેક આની છે તેની પાઇ કેટલી?

જ. ૬૦ પાઇ.

સ. ૩૨ અડધાજી છે તેનું રૂપા નાણું કેટલું આવશે?

જ. પાવલી.

સ. તાંબા નાણામાં ભારે સિક્કો કયો? જ. ઢબુ.

સ. રૂપા નાણામાં ભારે સિક્કો કયો? જ. રૂપિયો.

## પાઠ ૭ કુહાડી ને સોય.

સ. કુહાડી એટલું શું?

જ. લાકડાં ફાડવાનું ઓજાર.

સ. કુહાડી શેની બને છે. કોણ બનાવે છે?

જ. લોઢાની–બને છે ને–લુહાર બનાવે છે.

સ. કુહાડીનો આકાર કેવો હોય છે?

જ. આગળ ધાર હોય છે ને પાછળ ગોળ માથું હોય છે તેને મુંદર કહે છે.

સ. મુંદર શા ખપમાં આવે છે ?

જ. તેમાં લાકડાનો હાથો ઘાલે છે લાકડાનો હાથો ના હોય તો લાકડા ચીરાય નહિ. લોઢાનો હાથો હોય તો બહુ ભારે થાય તેથી ઉચકી શકાય નહિ. એટલે લાકડા ચીરાય નહિ.

સ. સોય એટલે શું ?

જ. લુગડાને શીવવાનું સાધન.

સ. સોયનો આકાર કેવો હોય છે ?

જ. છેક આગળ અણી હોય છે ને ઉપર જાડો જરા જાડો ભાગ હોય છે તેમાં નાકું હોય છે એ નાકામાં દોરો પરોવે છે તે પછી શીવે છે.

સ. શીવવાનું કામ કોણ કરે છે. ને લાકડાં ચીરવાનું કામ કોણ કરે છે?

જ. શીવવાનું કામ દરજી કરે છે ને લાકડાં ફાડવાનું કડીઆરા કરે છે.

સ. કુહાડી અને સોય બન્ને શેના બનેલાં છે ?

જ. બન્ને લોઢાના બનેલા છે તેવીજ રીતે કોદાળી પણ–લોઢાની બનેલી છે.

સ. સોય શા ખપની છે ?

જ. લુગડાં શીવવાના.

સ. કુહાડી શા ઉપયોગની છે ?

જ. લાકડાં ચીરવાના ખપની છે.

## પાઠ ૮ છોડ.

સ. છોડ એટલે શું ?

જ. નાનું ઝાડ તે છોડ કહેવાય.તે વધીને મોટું થાય ત્યારે ઝાડ કહેવાય.

સ. થોડાંક ઝાડનાં નામ દો ?

જ. આંબા, આબલી, પીપળો–વડ–કોઠી વગેરે.

સ. થોડાક છોડવાના નામ દો ?

જ. બાજરીનો, જારનો, ગુલાબનો, ગળગોટાનો વગેરે.

સ. ઝાડ અને છોડ શા વડે ઉભા રહેતા હશે ?

જ. મૂળ વડે ઉભા રહે છે, ને તે જમીનમાં હોય છે.

સ. તેમનો ખોરાક શું હશે?

જ. જમીનની અંદર જે ભીનાશ હોયછે. તે પાણી એમનો ખોરાકછે.

સ. ઝાડના કયા કયા અંગ છે?

જ. મૂળ–થડ–ડાળાં, ડાળીઓ, પાંદડાં, ફુલ ને ફળ.

સ. દરેક અંગ શા શા ઉપયોગના છે?

જ. મૂળ વડે છોડ ટટાર ઉભો રહે છે તે જમીનનો રસ ચૂસીને થડ વાટે ડાળામાં–ડાળીમાં–ફુલમાં ને ફળમાં રસ મોકલે છે. પાંદડાં લીલા રંગના હોય છે ને તે પાકે છે ત્યારે પીળા રંગનાં થાય છે.

સ. બી શેનું થતું હશે?

જ. ઝાડપર જે ફળ છે તે પાકે છે ને માંહેથી બીયાં નીકળે છે તે બી કહેવાય છે.

સ. બીમાંથી ઝાડ શી રીતે થતું હશે?

જ. પ્રથમ બીને જમીનમાં વાવે ને પાણી પાય ત્યારે બી પલળીને કહોવાઇને ફાટે છે ને માંહેથી છોડ ઉત્પન્ન થાય છે; તે વધીને પછી ઝાડ થાય છે.

સ. વેલા કોણે કહેવાય?

જ. જે છોડવા ઉંચે વધતા નથી પણ ભોંય પથરાયછે. તેને વેલા કહેછે.

સ. કયા કયા વેલા કહેવાય છે?

જ. દૂધીનો–કોહોળાંનો–ગળગોટા, ગળકીનો, ગીંઇનો, કારેલાં,તડબુચ, આરીયાં, તુરીયાં વગેરે.

સ. વેલા કેમ ઉંચા નહિ વધતા હોય?

જ. તેમનાં મૂળ પાતળાં હોય છે તેમ બહુ ઉંડાં નથી હોતાં તેથી ઉંચે વધતા નથી.

## પાઠ ૯ કેરી.

સ. કેરી એ શું છે?

જ. કેરી ફળ છે ને તે આંબાના ઝાડનું ફળ છે.

સ. કેરીનો રંગ કેવો છે ?

જ. કાચી કેરીનો રંગ લીલો છે ને પાકીનો પીળો હોય છે.

સ. કેરી કઈ ઋતુમાં આવે છે ?

જ. ઉનાળામાં આવે છે.

સ. આંબાના ફુલને શું કહે છે ?

જ. મોર કહે છે.

સ. મોરનું પછી શું થાય છે ?

જ. મોરમાંથી પછી કેરી થાય છે.

સ. કાચી કેરી કેવી લાગે ?

જ. કાચી કેરી ખાટી લાગે છે. લોકો તેના અથાણાં કરે છે.

સ. પાકી કેરી કેવી લાગે છે ?

જ. પાકી કેરી મીઠી લાગે છે. તેનો લોકો રસ કાઢીને રોટલી સાથે ખાય છે. કાપીને કડકા કરી ખાય છે ને મુરબ્બા બનાવે છે.

સ. કેરીના ભાગ કયા કયા છે ?

જ. પ્રથમ ઉપરની છાલ પછી ગર અથવા રસ પછી ગોટલો ને તેની માંહે ગોટલી.

સ. ગોટલો શા કામનો છે ?

જ. કેટલાક લોકો તેને દેવતામાં શેકાને તેને ભાંગી માંહેથી ગોટલી કાઢી ખાઈ જાય છે. ગોટલી કેટલીક વખત દવાના કામમાં આવે છે. ગુંમડા ઉપર ઘસીને ચોપડે છે, ગોટલો એમને એમ વાવ્યો હોય તો તેનું ઝાડ થાય છે તેને આંબો કહે છે.

## પાઠ ૧૦ મો ગાય અને ભેંસ.

સ. ગાય અને ભેંસ ક્યા વર્ગના પ્રાણી છે ?

જ. પશુના વર્ગના છે.

સ. બંન્ને કઈ કઈ વાતે મળતા આવે છે ?

જ. બંન્નેને શીંગડાં છે. ચાર ચાર પગ છે. એકેકી પૂછડું છે.

સ. શીંગડા શા ખપના છે ?

જ. કોઈ મારવા આવે તેને મારવાના ખપમાં આવે છે તે વડે તેઓ પોતાનો બચાવ કરી શકે છે.

સ. પૂછડું ને કાન શા કામના છે ?

જ. માખો ઉરાડવાના કામમાં આવે છે.

સ. એમનો ખોરાક શો છે?

જ. ઘાસ–કડબ–અનાજ વગેરે.

સ. ગાયના ને ભેંસના હીંડવામાં શો ફેર છે ?

જ. ભેંસ માથુ નીચે રાખી ધીમેથી હીંડે છે. ગાય તેમ રાખતી નથી તેમ બહુ ધીમેથી હીંડતી નથી.

સ. ગાયના દાંત કેવી રીતે હોય છે ?

જ. નીચલા જડબામાં દાંત છે. ઉપરના જડબામાં દાંત નથી ઘાસને ઉપલા જડબાને દાંત વતી પકડે છે પછી આમ તેમ અમળાવી (હલાવી) તેને તોડે છે ને ખાય છે.

સ. ગાય–ભેંસ ખાઇ રહ્યા પછી બેશીને મોઢું શા માટે હલાવતી હશે?

જ. ગાય ભેંસ જલદી ખાઇને ખોરાક પેટમાં ઉતારી દે છે. પેટમાં તેના ગોળા બંધાય છે. એ ગોળા જ્યારે નિરાંતે બેસે છે ત્યારે પાછા મોંમાં લાવીને ચાવે છે. તેથી મોઢું હલાવે છે એને વાગોળવું કહે છે.

સ. ગાય ભેંસ ઉઠતી વખતે પ્રથમ કયા પગ ઉપાડે છે ?

જ. પાછલા પગ પ્રથમ ઉપાડે છે પછી ઉઠે છે.

સ. ગાય ભેંસના કદમાં શો ફેર છે ?

જ. ગાય પાતળી ને ભેંસ જાડી હોય છે–ગાય કરતાં ભેંસ વધારે જોરાવર હોય છે–કહે છે કે ચાર વગડાઉ ભેંસ હોય તો એક વાઘને પણ પુરી પડે.

સ. બનેના શરીરના રંગો કેવા હોય છે?

જ. ગાયમાં કોઇ કાળી–સફેદ ને કોઇ પીળી હોય છે તેમ કોઈ સફેદ ને કાળી હોયછે ભેંસ તો ઘણે ભાગે કાળી તેમ ભુરા રંગની હોયછે.

સ. બંન્નેની ચામડીમાં શો ફેર છે ?

જ. ગાયની ચામડી પાતળી અને સુંવાળી હોય છે ને ભેંસની ઘણી જાડી હોય છે અને ગાયના જેવી સુંવાળી હોતી નથી ગાય કરતાં ભેંસને પાણીમાં રહેવું ઘણું ગમે છે તેથી તળાવ કે પાણીના ખાડા હોય તેમાં ઘણીવાર પડી રહે છે તેમ વરસતા વરસાદમાં પણ ઘણીવાર ઉભી રહે છે બંન્નેની ખરીમાં ફાટ છે. જેથી પોચી ને ભીની જમીનમાં તેમના પગ ઉતરી જતા નથી.

## પાઠ ૧૧ બકરૂં ને ઘેટું.

સ. બકરૂં ને ઘેટું કયા વર્ગના પ્રાણી છે ?

જ. પશુના વર્ગના છે.

સ. બંન્ને કઇ વાતમાં મળતા આવે છે?

જ. આંખ–કાન–મોઢું પગ ને પુછડી છે. બંન્નેની ખરીમાં ફાટ છે. બંન્ને વાગોળે છે તેમને શીંગડા હોય છે.

સ. બંન્નેમાં શું તફાવત છે ?

જ. બકરાના પગ ઘેટાના કરતાં પાતળા હોય છે ને મજબુત હોય છે. તેથી ઘેટા કરતાં બકરૂં વધારે દોડી શકે છે તેમ–ડુંગર ઉપર પણ ચઢી શકે છે બકરાને ડીલે આછા લાંબા વાળ હોય છે. ને ઘેટાને ડીલે ભરાઉ ઉન હોય છે ઘેટાંના શીંગડા ઘણું કરીને ગોળ વળેલાં હોય છે બકરાંના હોતાં નથી–ઘેટાં ડોકાં હલાવી ચાલે છે બકરાં તેમ કરતાં નથી.

સ. વાગોળવું એટલે શું ?

જ. ખાધેલું પાછું મોઢામાં લાવી ચાવવું તેને વાગોળવું કહે છે.

સ. કયા કયા પ્રાણી વાગોળે છે ?

જ. બકરૂં–ઘેટું–ગાય–ભેંસ વગેરે પશુઓ વાગોળે છે.

સ. બકરાં અને ઘેટાના ખોરાકમાં શું ફેર છે ?

જ. બકરૂં તો જે હોય તે ખાય છે. જંગલની તમામ વનસ્પતિ બકરૂં ખાય છે, ઘેટું કેટલીક વનસ્પતિ ખાતું નથી તેમ કહેવત છે કે

ઉંટ મેલે આકડો ને બકરી મેલે કાંકરો આકડાનું ઝાડ ઉંટ ખાય નહિ તેમ કાંકરા સિવાય તમામ ચીજ બકરૂં ખાય છે.

## પાઠ ૧૨ દૂધ.

સ. આપણે કોનું દૂધ ખાઇએ છીએ?

જ. ગાય કે ભેંસનું.

સ. બીજા કયા કયા પશુ દૂધ આપે છે?

જ. હરેક પશુ દૂધ આપે છે પરંતુ ગાય અને ભેંસનું દૂધ ગુણકારી છે. કેટલાક લોકો બકરાં ને ઘેટાનું દૂધ પણ ખાય છે ઉંટડી ને ગધેડીનું દૂધ માંદા માણસને પીવડાવે છે તેથી રોગીને ફાયદો થાય છે.

સ. ગાય ભેંસના દૂધમાં શો ફેર છે?

જ. ગાયનું દૂધ પાતળું છે ને ભેંસનું જાડું છે. ગાય કરતાં ભેંસનું વધારે મીઠું છે.

સ. દોહતી વખતે કયા નિયમ ધ્યાનમાં રાખવાના છે?

જ. સવાર સાંજ નિયમીત વખતે દોહે–તો દૂધ વધારે નીકળે છે. અનીયમીત દોહે તો–દૂધ ઓછું નીકળે છે દોહવાના વાસણ સાફ ચોખ્ખાં કરી તેમાં દોહવું, નહિ તો દુધ બગડી જશે. દોહતાં પહેલાં આંચળને બરાબર ધોઇ નાંખ્યા હોય તો દૂધમાં મેલ આવતો નથી કેટલાંક લોકો દૂધ વધારે નીકળે તેથી દોહતાં પહેલાં ભેંસ ગાયને પાણી પાય છે પછી દોહે છે. તેથી જો કે દૂધ તો વધારે નીકળે છે પરંતુ એ દૂધ ગુણ ઓછો કરે છે ને વહેલું બગડી જાય છે.

સ. દૂધ ક્યારે ફાયદો આપે છે?

જ. દૂધ દોહીને તરત પીવાથી બહુ ફાયદો આપે છે–થંડુ થયા પછી ફાયદો નથી આપતું માટે તે ઉનું કરીને પછી પીવું.

સ. દૂધનું શું શું બને છે?

જ. દૂધને ઉકાળીને–તેનો માવો કરે છે. તેમાં ખાંડ નાંખી બરફી પેંડા બનાવે છે. દૂધને ઉકાળતાં જે ઉપર તરી આવે છે તેને તર કહે

કહે છે. ખટાશ નાંખી તેને આધરકે તેને દહીં કહે છે તેના ઉપરની તર કાઢી લે છે તેને મલાઇ કહે છે. દહીંને પાણી નાંખી વલોવે છે તેને છાશ કહે છે જે ઉપર તરી આવે તેને માંખણ કહે છે. માંખણને તાવીને ઘી કરે છે-દહીંને બાંધી રાખી પાણી નીકળી જવા દઇ પછી તેમાં ખાંડ મેળવવાથી-શિખંડ થાય છે-દૂધને ઉકાળી જાડુ કરવાથી બાસુદી બને છે. દૂધને ઉકાળી માંહે ચોખા નાંખી ઉકાળવાથી દૂધપાક બને છે.

## પાઠ ૧૩ કૂતરો.

સ. કુતરો કયા વર્ગનું પ્રાણી છે?

જ. કુતરો પશુના વર્ગમાં ગણાય છે.

સ. કુતરાના શરીરના ભાગ ગણાવો?

જ. ચાર પગ-એક મ્હોં-બે કાન-બે આંખો ને એક પુછડી હોય છે.

સ. કુતરાની પુછડી વિષે શું જાણો છે?

જ. કુતરાની પુછડી વાંકી હોય છે તેઓ રીઝે છે ત્યારે હલાવે છે ને બીએ છે ત્યારે પગ વચ્ચે ઘાલી દે છે.

સ. કુતરાનો ખોરાક શું છે?

જ. રાંધેલું અનાજ-માંસ ને હાડકાંના કડકા. તેમાં હાડકાના કડકા ચાટવાનું તેને બહુ ગમે છે.

સ. કુતરાના દાંત વિષે શું જાણો છો?

જ. કુતરાને ઉપર બે ને નીચે બે એમ ચાર મોટા તીણા દાંત હોય છે તે વતી ખોરાકને ફાડીને ખાય છે, તેને દાઢ હોતી નથી, તેઓ ખોરાકના કડકા કરી ગળી જાય છે, તેઓ ખાતાં ખાતાં જડબાં આમતેમ હલાવતાં નથી. ખાધા પછી કુતરા ઉંઘના ઝોંકા લે છે-સઘળાં કુતરાને મોની બન્ને બાજુ ઉપર થોડા કરકરા વાળ હોય છે.

સ. કુતરા જીભ બહાર કેમ કાઢતા હશે?

જ. કુતરાને બહુ તાપ લાગે ત્યારે જીભ બહાર કાઢે છે ને હાંફે છે જેમ માણસને તાપ લાગે ત્યારે શરીરમાંથી પરસેવો બહાર નીકળે

છે તેમ કુતરાને તાપ લાગે ત્યારે પરસેવો જીભ વડે બહાર કાઢે છે તેને શરીરે પરસેવો થતો નથી.

સ. કુતરૂં કેવું પ્રાણી ગણાય છે?

જ. કુતરૂં વફાદાર પ્રાણી છે. તેને પાળવાથી ઘણા લાભ છે ઘરની રખવાળ કરે છે—અજાણ્યા માણસને તેમ જાનવરને ઘરમાં પેસવા દેતા નથી. તેથી ચોર વગેરેથી બચાવ થાય છે તે રીઝે છે ત્યારે પુછડી હલાવે છે ને ચાટે છે, ને ખીજાય છે ત્યારે કરડે છે.

સ. કુતરાને પગે તીણા નહોર હોય છે તે શા ખપના છે?

જ. કોઇ જનાવરને મારવાના ખપમાં આવે છે તેમ જમીનમાં ખાડા ખોદવાના ખપમાં આવે છે.

## પાઠ ૧૪ પંખી.

સ. થોડાંક પશુના નામ દો?

જ. ગાય—ભેંસ—ઘેટું—બકરૂં—કુતરો—ગધેડું વગેરે.

સ. પોપટને કયા વર્ગમાં ગણતા હશે? જ. પંખી.

સ. પંખી એટલે શું?

જ. પાંખ વતી ઉડનારા જનાવર તે પંખી.

સ. પોપટ સિવાય તમે બીજા પંખી જોયા છે?

જ. કાગડો, સમડી, ચકલી, મોર, મરઘી, કબુતર, બતક વગેરે ઘણા છે.

સ. પંખીના શરીરના ભાગ ગણાવો?

જ. પંખીને બે પગ હોય છે, મ્હોને ઠેકાણે ચાંચ હોય છે, આંખો હોય છે, પૂછડી નથી હોતી તેમ આખે ડીલે પીંછા હોય છે (વાળ નથી હોતા) પીછાને લીધે તેમને ટાઢ વાતી નથી. પાંખો વડે તેઓ ઉડે છે.

સ. તેમના પગ વિષે શું જાણો છો?

જ. પગને ચાર ચાર આંગળાં હોય છે તે છુટા હોય છે તે વડે તેઓ જમીન ઉપર ચાલી શકે છે કેટલાંક જનાવરનાં આંગળાં જોડેલાં હોય છે તેથી તે પાણીમાં ચાલી શકે છે જેમકે જળકુકડી—બતક વગેરે.

સ. પંખી શું ખાતાં હશે?

જ. કેટલાક પંખી અનાજ ખાય છે. કોઇ કોઈ ઝાડ ઉપર પાકેલાં ફળ, વડના ટેટા, ગુલેર, દાડમ વગેર ફળ ખાય છે, કોઇ તો ઝીણા ઝીણા જીવડાં ખાય છે.

સ. પંખી ક્યાં રહેતા હશે?

જ. કેટલાક પંખી ઝાડપર માળા બાંધી તેમાં રહે છે, કેટલાક મકાનની ભીંતોમાં બાકોરા કરી તેમાં રહે છે, ચકલીઓ ઘરમાં ઉંચેના ભાગમાં માળા બાંધી ત્યાં રહે છે (હાંડામાં) અને એ માળામાં પોતાનાં ઈંડા મૂકે છે એ ઈંડા સેવાય છે ત્યારે માંહેથી બચ્ચાં નીકળે છે. એ બચ્ચાં નાના હોય ત્યાં સુધી તેમનાં માબાપ ચારો લાવી તેમને ખવરાવે છે.

સ. ભોંયપર ચાલનારા પંખીના નામ દો?

જ. ચકલી, પોપટ, મોર, મરઘી, સમડી, કાગડો, કબુતર, કાબર, ...ીંગ, ચાતક, સારસ વગેરે ઘણા છે.

સ. ભોંયપર અને પાણીમાં ચાલનારા પંખીના નામ દો?

જ. જળકુકડી—બતક વગેરે.

## પાઠ ૧૫ રંગ.

સ. આકાશનો રંગ કેવો હોય છે? જ. આશમાની.

સ. ધોતલી પહેરીએ છીયે તેનો રંગ કેવો હોય છે?

જ. સફેદ.

સ. મૂળ રંગ કયા કયા છે?

જ. લાલ—પીળો ને વાદળી.

સ. લાલ રંગની વસ્તુના નામ દો?

જ. કંકુ—લોહી—પાકાં મરચાં—ચણોઠી વગેરે.

પીળા રંગના નામ દો? સોનું, કેસર, હળદર, ચંપાનું ફૂલ.

વાદળી રંગના નામ દો? આકાશનો રંગ, ગળી વગેરે.

ઉપરના રંગો મૂળ રંગ કહેવાય છે. એક મૂળ રંગમાં બીજો મૂળ રંગ મળવાથી ત્રીજો રંગ થાય છે તેને મિશ્ર રંગ કહે છે.

સ. લાલ અને પીળો રંગ મળવાથી કયો રંગ થાય છે?

જ. ત્રણ ભાગ લાલ અને ૧ ભાગ પીળો રંગ મેળવવાથી નારંગી રંગ બને છે.

સ. નારંગી રંગની કઇ કઇ વસ્તુઓ હોય છે?

જ. નારંગી, કેટલાક લુગડા,કાગળ, કાચ વગેરે નારંગી રંગના હોયછે.

સ. પીળો અને વાદળી રંગ મળવાથી કયો રંગ થાય છે?

જ. આઠ ભાગ વાદળી ને પાંચ ભાગ પીળો મેળવવાથી લીલો રંગ થાય છે.

સ. લીલા રંગની વસ્તુના નામ દો?

જ. પાંદડાં, કાચ, મરચાં, કાચી કેરી, કેટલાક લુગડા, કાગળ, કાચ વગેરે લીલા રંગના હોય છે.

સ. લાલ અને વાદળી મેળવવાથી કયો રંગ થાય છે?

જ. લાલ અને વાદળી સરખા રંગ લઇ ભેગા કરવાથી જાંબુડો રંગ થાય છે.

સ. જાંબુડા રંગની વસ્તુઓ ગણાવો?

જ. જાંબુ, કેટલાક લુગડા, કાગળ ને કાચ જાંબુઆ રંગના હોયછે.

સ. મિશ્ર રંગ કયા કયા?

જ. નારંગી–લીલો ને જાંબુઓ.

સ. જાંબુઆ રંગની, લાલ રંગની ને નારંગી રંગની બનાવટ કરો?

જ. લાલ ને વાદળી સરખા ભાગે લેવાથી જાંબુઓ રંગ થાય છે. આઠ ભાગ વાદળી ને પાંચ ભેગા મેળવવાથી પીળો રંગ થાય છે ત્રણ ભાગ લાલ ને એક ભાગ પીળો મળવાથી નારંગી રંગ થાય છે હાલમાં જર્મન બનાવટના તૈયાર રંગો આવે છે તેના પડીકાને પાણીમાં ઉકાળી લુગડું બોળવાથી તેના ઉપર રંગ ચઢે છે કેટલાક રંગ કાચા છે તે જલદી ઉડી જાય છે ને કેટલાક પાકા હોયછે તે ધોવાય છે તો પણ જતા નથી.

## ટેક્સ્ટબુક તરીકે મંજુર થયેલી ગુજરાતી કોપીબુક.

પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓ માટે નવા ધોરણને અનુક્રમથી સહાબદાર અક્ષરોથી ને ઉપયોગી કહેવતોથી ભરપુર આ કો' નં. ૧ થી ૫ સુધીની દરેકની કી. ૦-૨-૬. માસ્તરો તેમ વે' ઓને ઘણુંજ સારૂં કમીશન.

## મુખગણિત ભાગ ૧-૨.

ભાગ ૧લો. ધોરણ ૧ થી ૩ સુધીના બાળકોને માટે, ૨જો ધોરણ ૪ ને ૫ માટે છે. અનુભવી માસ્તરોની સૂચના સ તૈયાર કરાવેલા હોવાથી વિદ્યાર્થીઓને બહુજ ઉપયોગી છે. આમાં વ્યવહારીક અતિ ઉપયોગી હિસાબો પણ રીતો દાખલ કરેલા છે. કીં. ૦-૨-૦ અને ૦-૪-૦.

## પ્રાથમિક શાળાઓ માટે ડ્રૉઇંગબુકો.

ઉત્તર વિભાગના મે. એ. ઈ. સાહેબે મંજુર કરેલા ડ્રૉઇંગના અભ્યાસક્રમ મુજબ તેમ ધોરણને લગતા પદાર્થપાઠનાં ચિત્રો સહિતની ધોરણવાર ડ્રૉઇંગબુકો, મોટા જથ્થામા તૈયાર છે. બાળવર્ગથી ધોરણ ૫ સુધી ૦-૧-૦, ધોરણ ૬ ૦-૧-૬ ને ધો. ૭ ૦-૨-૦.

દરેક ધોરણવાર સૃષ્ટિજ્ઞાન અને પદાર્થપાઠ.

દરેક ધોરણવાર અર્થની નોટો.

દરેક ધોરણવાર અર્થ જુદા.

## પ્રાથમિક શાળાઓ માટે દેશી હિસાબ.

બાળકોને ગમત સાથે જ્ઞાન આપનારા પુરા આંક સહિતનો દેશી હિસાબ જેમા મુખગણિત, સચિત્ર મુળાક્ષર, કોષ્ટકો, હિસાબો, ગુણાઓ, ગણિતના હિસાબ રીતો સાથે ડ્રૉઈંગના ચિત્રો અને અતિ ઉપયોગી કહેવતો સહિતનો આ સસ્તો ને ઉત્તમ દેશી હિસાબ એકજ છે. ખંભાત, જુનાગઢ, ગોંડળ વગેરે સ્ટેટોમાં ટેક્સ્ટબુક તરીકે મંજુર થયેલો છે. કી. ફક્ત રૂ. ૦-૧-૬.

— દામોદર હિરાલાલ શાહ, બુકસેલર-ખંભાત.